# શેઠ સાહબની દુઆ

બનાવી જાય છે "ઉલ્લુનો પઠ્ઠો" યાર મને!
રૂપાળા લોકથી અલ્લાહ તું બચાવ મને!

બતાવી દ્વાર કહે છે તે "ચાલ્યા જાવ" મને,
એ "દેશી મેમ"થી અલ્લાહ તુ બચાવ મને!

વધુ દુઆ છે એ તારી જનાબમા અલ્લાહ!
"બધાને **ખીચડી** દેજે અને **પુલાવ** મને!"

દયાથી તારી છે આશા તો ઑનરેબલની,
પણ ખાનસા'બ ફક્ત હાલ તુ બનાવ મને!

અનાજ પાણી તો તારી દુઆથી છે કિંતુ,
તુ ઘાસલેટ અને ખાંડ બસ અપાવ મને!

ફજેત કરતો ફરે છે જહાનમા મુજને,
એ '**શેખચલ્લી**'નુ મોઢુ નહિ બતાવ મને!

—"**શેખચલ્લી**"



મારવા



# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ્લ૰નું ફરમાન (હદીસ)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહેબ





(૨૧૧) રસૂલુલ્લાહ (સલ૰)એ ફરમાવ્યુ કે કોઇ પણ સોના–ચાંદીનો માલિક જે તેની ઝકાત નહિ આપતો હશે તો કયામતને દિવસે તેને અગ્નિમા ગાળી પતરૂ બનાવવામા આવશે ફરી તે જહન્નમની અગ્નિમા ધીકાવવામા આવશે ને તેનો ડામ તેની પાસળી, કપાળ અને પીઠ પર દેવામા આવશે જ્યારે તે પતરા ઠંડા પડી જશે તો ફરી ધીકાવી ડામ દેવાશે આ અઝાબ તે દિવસે થશે કે જેનો અંદાજો પચાસ હઝાર વર્ષનો છે તે એટલા સુધી કે બંદાઓનો ફેસલો થઇ જશે ફરી તેને તેનો માર્ગ દેખાડાશે કા તો જન્નત તરફ કા તો દોઝખ તરફ (મુસ્લિમ શરીફ)

× × × ×

(૨૧૨) રસૂલુલ્લાહ (સલ૰)એ ફરમાવ્યુ કે જેને ખુદાએ માલ આપ્યો અને તેણે તેની ઝકાત નહિ આપી તો કયામતના દિવસે તેનો માલ ગંજો સાપ બનાવી દેવામા આવશે જેની બન્ને આંખો પર બે ચિન્હ હશે અને તે તેના ગળાનો તોક બનશે, પછી તેના બન્ને જડબા પકડીને કહેશે "હુ તારો માલ છુ હુ જ તારો ખજાનો છુ" પછી આપે આ આયત પઢી, વલા યહ્–સબ નલ્લઝીના યબખલૂના (બુખારી)

× × × ×

(૨૧૩) રસૂલુલ્લાહ (સલ૰)એ ફરમાવ્યુ કે બાંધીને ન રાખ, નહિ તો ખુદા પણ બંધ કરશે અલ્લાહના માર્ગમા યથાશક્તિ આપતો રહે બાંધીશ નહિ, નહીં તો ખુદા પણ બાંધી રાખશે અને ગણીને માલને ન રાખ નહીં તો ખુદા પણ તને ગણીને આપશે (સહીહૈન)

શાકભાજી ખૂબ ખાઓની વાતો કરે છે ફળના વહેપારીઓ તથા શાક-ભાજીના કાછીયા-બકાલોને ઉત્તેજન આપવા નહિ, પણ વિટામીન્સનુ તત્વ પ્રજાના દેહમા વધે એ માટેની એમની ચળવળ છે અરે! પણ જ્યા લોકોના ગજવામાથી વિટામીન્સનુ તત્વ ઘટી ગયુ છે, શાકભાજી ખરીદવાના ફાંફાં પડી ગયા છે, ત્યા શુ થાય? લુખ્ખી ભાખરીના વાધા દેશમા ઠેરઠેર જણાય છે, ત્યા વિટામીન ખાતર શાક ખાવાનુ ક્યાથી પાલવે? આ ખેતી પ્રધાન દેશ ભૂખે પ્રધાન થઇ ગયો છે કે શુ? રયો હુ તો વાતો કરતોજ રહી ગયો, ને સીકંદરાબાદના નેશનલ ફ્રંટના શોધકોએ તો હદ કરી છે કે "રોજનુ એક એ બે ગણુ બચાવવાથી જાપાનને દૂર ને દૂર રાખી શકાશે?" આ શોધ બદલ હિંદ જેટલી મગરૂબી ન કરે એટલી ઓછી છે!

હવે હીટલરની દેટ જોઇએ ફ્રૉનબૉક ગજા પ્રમાણે કૉકેસસ અને સ્ટાલીનગ્રેડ તરફ દોડી રહ્યો છે પણ સામે ટીમોશેકો હજુ તૂટી પડ્યો નથી ગમે તેમ કરીને પણ પીછેહઠોની નામોશી વહોરીને પણ રશીયન લશ્કરને બચાવી રશિયાનુ નાક જાળવી રહ્યો છે જર્મન કેઝરની ધાર કરતા રશિયાનુ નાક મજબૂત નીકળ્યુ છે ખૂબીની વાત એ છે કે એને સરદી-સળેખમ પણ થતુ નથી જર્મનો બાપડા દોડી દોડીને સ્ટેલીનગ્રેડના પાધરમા આવી ને થાકી ગયા છે અને રેઝેવ તરફ રશિયન સરદાર જારન ઝુકોવે શુકામ્યુ છે બરાબર લાગભેર સોમટી મારી રશિયાનોએ મધ્યનો મોરચો ગરમ કરી દક્ષિણના જર્મન ધાડાને થોભાવ્યા છે જેથી હીટલર પુન વિચાર કરતો થઇ ગયો છે જર્મન પ્રજાને અપીલ કરી લડાઇની વેદી પર વધુ માનવ બકરા ઘેટાની ભેટ ધરવા બરાડા પાડી રહ્યો છે જગતની નવીન રચનાની પુન બાંગ પોકારી છે જગતની સસ્કૃતિને મસાણ કે કબ્રસ્તાનના રૂપમા ફેરવવાની દ્રષ્ટિથી વેતરણ કરી રહ્યો છે મેઘ ગર્જના પછી માવઠું તૂટી પડે તેમ એ મ સ થયા મિસરને મોરચે નવા ઍાલર ડ ઍાનીંગ ફેરી પડે છે તે જગત જોઇ રહ્યુ છે હવે રૉમેલની નિફીટ ઉખડતા ઉખડતા બચી ગઇ છે! આમ બધાય પોતપોતાના રાજદ્વારિ પેતરા ભરી રહ્યા છે ત્યારે આપણે તો તબુરો હાથમા લઇને ગાવાનુજ બાકી રહ્યુ ને કે,

"સબ કરતે અપની અપની,
કાયા માયા કોઇકી રે નહિ,
સબ કરતે અપની અપની"

કૉંગ્રેસની ભેંસો માથા મારીને સરકારી ડબાઓમા ઘુસી ગયા, પછી લોકો લીગ તરફ ભળતા હતા, પણ લીગે હવામા તલવાર વીંઝી હતા સને સાનો ઠરાવ કર્યો પછી આની હીંદુ મહાસભા તો તેણે પણ રાબેતા મુજબ છાણમા તલવાર મારી છે વર્તમાન પરિસ્થિતિ પર છાજીયા લીધા, સરકાર ઉપર ટીકા કરી, અને સાથે સાથે ટીકા કરવી સ્હેલ છે નિભાવવી મુશ્કેલ એ પણ સાબીત કર્યુ હિંદની આઝાદીની તાકીદે જાહેરાત કરવાની માગણીએ મૂકી નાખી, પણ આઝાદીની તલવાર મે ઘણે વરસ થયા મ્યાનમા પડી કટાઇ ગઈ હોઈ એકદમ ખેચવા જતા મ્યાન તૂટી જવાનોય સભવ ખરોને! ગૃહખાતા અને રક્ષણખાતા દફતરો હિંદીઓને સોપવાનીય માગણી કરી, પણ એ દફતરોની ઉપરના વિલાયતની મુદ્રા અને લાલ પટ્ટીઓનુ શુ? અને કારોબારીના સપૂર્ણ હિંદી કરણનીય વાતો વધારી, પણ



છે કે લેખક સમુદાય અને વાહેરી વાચક વર્ગ અને તેમાય ખાસ સાહિત્ય રસિક યુવાનો 'કારવા'મા 'આવાઝની દુનિયા' 'પેટ' મેહફિન, તેમજ ઈતર સાહિત્ય પ્રવૃત્તિના લેખો તેમજ નવલિકા અને કાવ્ય પ્રદેશનેજ 'કારવા'નુ મૂખ્ય અંગ સમજી તેને વિસ્તૃત કરવાની સલાહ આપે છે, ત્યારે ગ્રામ્ય વાચકોનો ધર્મ-પ્રેમી મોટો સમુહ 'ફતાવ', 'કુર્આન-હદીસના મોજો, 'અઝમાઉન કુરન' જેવા ધર્મિક લેખો સિવાય બીજુ વાચવાનુ ભાગ્યેજ પસંદ કરે છે આમ 'કારવા'નો વાચકવૃંદ બે વિભાગમા વહેચાઈ ગયો હોઈ બન્નેય વિભાગોને સંગીન સ્વરૂપ આપી ચોથા વરસમા એનો વચનની દૃષ્ટિએ સંગીન વિકાસ કરી 'કારવા'ને જે પદ્ધતિએ ચાલે છે તેજ રીતે આગળ ધપાવવાનો અમે નિશ્ચય કર્યો છે ખુદા અમને કાગળોની મોંઘવારી સામે ટકવાની હિંમત, અને તમને ગ્રાહક બનવાની તૌફિક અતા કરે એટલે બસ

> **—: એક સૂચના .—**
>
> અનેકવાર સૂચવાયા છતા, અને આટ આટલા ચોની પ્રકટો પ્રગટ થયા છતા, કેટલાક લેખકો ને કવિઓ અનુવાદ હોય તો અનુવાદ, કે સૂચિત હોય તો સૂચિત લખતા શરમાય છે તેમ ન થવુ જોઈએ
>
> —તંત્રી

## દારૂલ ઉલુમ મદ્રેસા અશરફીઆ અરબીઆ રાંદેરનુ વાર્ષિક ઇમતેહાન

તા ૧લી શાબાન ૧૩૬૧ હિ મુતાબિક તા ૧૫મી ઓગસ્ટ ૧૯૪૨થી તા ૭ સાબાન ૧૩૬૧ હિ મુતાબિક તા ૧૭મી ઓગસ્ટ ૧૯૪૨ સુધી મજકુર મદ્રસાનુ વાર્ષિક ઇમતેહાન થયુ અરબીની ઉચી કલાસોનુ ઇમતેહાન મીમકડવાના મૌલાના અહમદ બુઝુર્ગ સાહેબે તથા મૌલાના મોહમદ ઇદરીસ સાહેબ મુદર્રિસ જામેઆ ડાભેલ અને મૌલાના સૈયદ રસુલવાલ સાહેબ મુદર્રિસ મતલ ઉલુમ સુરતએ લીધુ હતુ બીજી અરબી અને ફારસી, તેમજ ઉર્દૂ કીતાબોનુ મૌલાના અબ્દુર્રહીમ માદીક સાહેબ રાંદેરી, અને મૌલાના હફેઝ અબ્દુર્રહીમ ઇમામ બાગી મસ્જીદ રાંદેરએ લીધુ હફેઝ થનાર છોકરાઓનુ ઇમતેહાન જનાબ હાફેઝ સાલેહ સાહેબ રાંદેરી તથા હાફેઝ એયુબ યાકુબ બાવા સાહેબ અને હાફેઝ અલી આરેફ અલાર સાહેબ રાંદેરીએ લીધુ હતુ તથા નાઝેરા પઢનારા છોકરાઓનુ ઇમતેહાન કારી મકબુલ અહમદ મરહુમ મુદર્રિસ મદ્રેસા અન્જુમને ઇસ્લામ રાંદેર. અને હફેઝ કાસમઅલી મુદર્રિસ મદ્રેસા કિનારા રાંદેરએ લીધુ હતુ અરબી તથા ફારસી પઢનારા કુલ સાઠ (૬૦) તુલબાઓએ ઇમતેહાન આપ્યુ હતુ અને ઉર્દૂમા પઢનારા કુલ (૩) તુલબાઓએ ઇમતેહાન આપ્યુ હતુ, જેમાથી ચાલુ સાલમા ખુદાના ફઝલથી ત્રણ છોકરા હાફિઝ થયા છ નાઝેરા પઢનારી કલાસોમા રાંદેરના છોકરા છોકરીઓ મળી કુલ ૨૮૫એ ઇમતેહાન આપ્યુ જેમાથી ચાલુ વર્ષમા ૨૧ છોકરાઓએ કુરઆન શરીફ ખત્મ કર્યુ અને દરેકને પા (૦૧) શીપારો મોઢે કરાવવામા આવ્યો છે ખુદાપાકના ફઝલથી ઇમતેહાનનુ પરિણામ ઘણુ સારૂ ઉતર્યું છે મજકુર મદ્રેસાની બોર્ડિંગમા ચાલુ વર્ષમા ગુજરાતના પચાસ બોર્ડરો હતા જેમનો તમામ ખર્ચ મદ્રેસા ફંડમાથી કરવામા આવ્યો હતો. મૌલાના અહમદ આરેફ અલાર સાહબની દેખરેખ નીચે આ મદ્રેસો સારી પ્રગતિ કરી રહ્યો છે



જખ્મોથી જિગર ચૂર થયુ હોય હવે તો,
તુ છોડ ખુદા ખાતરે તકરારની વાતો
ગુચવાઇ ગયો એવો જિવન-જાળ મહીં કે,
ભૂલી હુ ગયો દિલ અને દિલદારની વાતો !
અંધકાર મહીં કોઇ ઝરૂક હુ નથી જોતો,
છે દૂર, હજી દૂર, દિલ ! ઉધ્ધારની વાતો
ખામોશ રહી, જગતને હુ પામી ગયો છુ,
મુજથી ન કરે કોઇ અહંકારની વાતો
ખુદ દર્દ દવા થઇ જશે મુજ દર્દનુ છેવટ,
ના છેડ, મસીહા હવે ઉપચારની વાતો
'અશરાફ' નઝર નાખ જરા દિન પરે, તુજને–
સમાઇ જશે સાર ને સૌ સારની વાતો
–'અશરાફ' ]                    [ વહાલુ

–[ ૧૧ ]–

પૂછો ન કોઇ અશ્રુ તણી ધારની વાતો,
એમા છે અરે ! કેટલા પ્રકારની વાતો
એ જાણે છે મારી અને હુ યારની વાતો,
વિસ્તારમા છે પ્રેમના વિસ્તારની વાતો
જીવનનુ પરિણામ તો ચર્ચાય છે શાને,
શુ નેત્ર પ્રકારો છે પ્રણય સારની વાતો ?
એમાંથી કઈ શોધ ને જીવનમા જડી લે,
'છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો"
જાણે છે નિઃશંક પાપ અને પુન્ય ને તેઓ,
તુ સત નથી જાણતો મયખારની વાતો
રંગ-જાળમા હુ તો ફસાઉં છુ નહીતર,
ક્યા લેશ ગમે છે મને સંસારની વાતો ?
મેહફિલ મહીં આફત ! કરૂ કેમ કરીને,
ભૂલી હુ ગયો જુલ્મ તણી ક્યારની વાતો
કઇ પ્યારની વાતો તુ મૂખે નામ નથી તો,
શુ સમજી એ'ા તે બધી પ્યારની વાતો ?
'મિસ્કિન" પુન ક્યા છેડે ? છેડેન હવે,
તજ નયન તણા બાણના પ્રહારની વાતો
–'મિસ્કિન' ]                    [ પોરજી

–[ ૧૨ ]–

હા ! સભળો, કઇ આપના ગમખારની વાતો,
તરસે છે કહેવા, એતો દિલે ઝારની વાતો
શી રીતે ભૂલાવી દઉં સૈયાદ હુ એને,
યાદ આવે કફસમા મને ગુલઝારની વાતો
સૌ દર્શઅભિલાષીની જીભે છે એ કથની,
મૂસા જ નથી કરતા એ દીદારની વાતો
મેહફિલમા બચાવો જરા બિસ્મીલને બચાવો,
આપના નયનો કરે તલવારની વાતો !
છે સુખની ઘડી એને ખુશાલીમા વિતાવો,
કઇ ઠીક નથી વસ્લમા તકરારની વાતો
પીવડાવી છે સાકીએ અજબ હોશની મય,
છે જ્ઞાન ભર્યા કેટલી મયખારની વાતો !
હુ જગતમા ગરકાવ થઇ ભૂલુ છુ તોયે,
એકાંતમા યાદ આવે છે દિલદારની વાતો
હુ સાભળુ છુ 'નૂર' સદા ધ્યાન દઇને,
દીવાનો કોઇ જ્યારે કરે યારની વાતો
–'નૂર' ]                    [ ભરૂચ

–[ ૧૩ ]–

તજ વ્યર્થ બધી વાતોને કર વા'રની વાતો,
કા કત્લની કાતિલ તુ કરે ક્યારની વાતો ?
તુ જાણે છે શુ વિરહમા બળનારની વાતો
દીપકથી જરા પૂછ પ્રણય-ખારની વાતો !
જોઇને ઘડીભર હુ વિમાસણમા પડુ છુ;
છે અટપટી કેવી જુઓ સંસારની વાતો ?
ઉચ નીચનો ઉપવનમા નથી ભેદ જણાતો,
'છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો?"
શ્રાવણની ઘટાઓ જો ચડી આવી છે વ્યોમે,
સાકી તુ હવે પા, તજ ઇન્કારની વાતો
હુ પ્રેમનો રોગી છુ પિછાનો છો તબીબો,
જાઓ ને તજો આપના ઉપચારની વાતો"
પુરાની બધી વીતી છે ગફલત મહીં 'મુઝતર',
છે સ્વપ્ના સમી યાદ એ બહારની વાતો
–'મુઝતર' ]                    [ ધોરાજી



-[ ૧૪ ]-

જ્યા રૂપને ગમતી નથી કંઈ પ્યારની વાતો,
ત્યા પ્રેમને રૂચે છે એ તકરારની વાતો
હુ જામ મહીં ભળુ છુ ગત કાળનુ જીવન,
સમજે છે તુ કયા શેખજી મયખારની વાતો!
ઉધીર રડાવે છે ઉકેલ એનો મને આજે,
છે ભેદભરી કેટલી ગુલ-ખારની વાતો?
નિ:શપ્રાણ સમુ ઉર, અને તીરોના પ્રહારો,
છે દર્દથી ભરપુર તડપનારની વાતો
મેરી ગઈ ઉપવનના કલેજાને ખિઝા પણ,
ગુનગુન તું કરે છે અરે! ગુનઝારની વાતો?
દિલ મારૂ પરત આપવા તે કૂર કરે છે,
ઈકરારની વાતો પછી ઈન્કારની વાતો
દુર્લક્ષ્ય "નવાઝ" એના પ્રતિવેધ થકી બન,
વિસ્મિત ન કરી દે તને સસારની વાતો
-'નવાઝ' ] [ ધોરાજી

-[ ૧૫ ]-

અનતથી છે રૂપની તકરારની વાતો,
છે પ્રેમ પ્રત્યે એટને તુચ્છકારની વાતો
મુજ પ્રેમ તણી એટની ચકચાર થઇ છે,
ચર્ચાય છે ચોકોર એ ચમ્ચારની વાતો
હુ મારી પ્રતિજ્ઞામા ફળીભૂત થયો છુ,
લાગે છે મને આશ ભરી યારની વાતો
ઉપવન મહીં ગુનગુન તુ રહે છે તો કહી દે,
"છે ભેદ ભરી કટલી ગુન-ખારની વાતો?"
તુ શુદ્ર બતાવે છે સદા ખોધમા બોધક,
ને કેમ ગમે છે તને સસારની વાતો?
અજ્ઞાતનો અજ્ઞાન છે નાદાનનો નાદાન,
તો વર્ણવુ હુ કેમ પછી! પ્યારની વાતો
એક શબ્દ ન ઉચ્ચર જે ઉત્તર મહીં 'સાઇલ',
બસ દિલમા ધરી રાખજે દિલદારની વાતો
-'સાઇલ' ] [ ધોરાજી

-[ ૧૬ ]-

શુ જાણે કોઇ ખાકના આબાની વાતો?
મરનાર ફકત જાણે છે મરનારની વાતો!
ફરહાદ ન શીરીં ન તો લયલા છે ન મજનૂ,
બાકી છે હજી પ્યાર! અને પ્યારની વાતો!
આખોના ઇશારામા છુપી વાત છે દિલની
'ટક'-'ટક' નથી એમા કે મળે તારની વાતો!
ઈર્ષા જો નથી કઇ નથી કકાસ જગતમા,
ઇર્ષાનુ છુપુ મૂળ છે તકરારની વાતો!
'યૂસુફ' ને છુપાવીને નયનમાજ ન રાખો,
દિલમાયે સુનાવી કહો દિલદારની વાતો!
'યૂસુફ' ] [ સુરત

-[ ૧૭ ]-

સુખ શાતિમા સમાઈ છે, અશ્રુ તણી ધારે,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો?
ફૂલો તણા યૌવન પરે ભ્રમરો કરે ભ્રમણ,
રસ આપવાની ઘોષણા ગુલ-હારની વાતો
મીઠા છતા કડવા દિસે તુજ વેણ એ છતા,
છે સ્પષ્ટ, છતા થાય છે સત્કારની વાતો
'શાદ' ] [ જેતપુર

-[ ૧૮ ]-

છે ગઝ ભરી જેટલી દિલ-દારની વાતો?
"શુ ભેદ ભરી એટલી ગુલ-ખારની વાતો?"
ગર પ્રેમ રહો યાએ જતા સૂયે મદીના,
અનહદ! કહીને કહુ ગુલ-ઝારની વાતો
આદમથી થઈ ભુલ પછી ગારૂ ગજી શુ?
ચોપટ પરે છે આજ ખટકનારની વાતો
બદ છુ કે ભલે સદ છુ પણ આકા તમારો છુ,
ઘોનાને સહુ પાપો છે મુજ પ્યારની વાતો
છે દર્દ ભરી યાચના 'અનવર' તણી 'શાહા!'
કર માફ ખતા એ છે ગુનહગારની વાતો
-'અનવર' ] [ ધોરાજી



-[ ૧૯ ]-

સાચી કદી પડની નથી દિલ્દારની વાતો,
એ વાતો છે રૂટર સમા કો તારની વાતો!
શા માટે સદા હુશ્નો દમ શેખ ભરો છો?
તમને નહીં ગોભે વગર આધારની વાતો!
સર થાય છે મેદાન હવે તોપના બળથી,
રેહવા દો બધી ખીસામા ત'વાની વાતો
એ પૅલીગી માશૂકની દુન્યથી નિરળી
ફકિરના પરદામા છે ઇન્કારની વાતો,
હોળી ને દિવાળી છે હવે હિંદમા સરખી,
ત્યા નિત નવી સભળાય છે તકરારની વાતો!
માશૂકની ચપનમા અજબ છે એ કરામત,
જેને પડી તે ભૂલી ગયો પ્યારની વાતો!
દિન દસકામા "આસી" ગયુ પણ ક્યુ ના મળ્યુ,
છે સાર વગરની બધી મસરની વાતો

–'આસી' ] [ સુરત

-[ ૨૦ ]-

પ્યાલો તણી ઉનફતમા કા આઝાદી ગુમાવો?
ભૂલી શુ ગયા ગુલગુનો, ગુલઝારની વાતો?
ખરી તુ ભલે હોય પણ મખલૂકમા અશરફ,
ગવલાએ કહી તુજને એ અશઆરની વાતો
'ઇમામ' હો તુજ કાવ્યમા ગીતતા કપાથી?
સભળાય નહી દેશમા તકરારની વાતો!

– ઇમામ ] [ સખેડા

-[ ૨૧ ]-

ભજે ગ જ્વાનો અરે વાનાનની વાતો?
પાણી છે નાદ્, નથી કમારની વાતો!
એમતરે પૅનીર કરે ભૂટ સ્વરૂપને,
દાઢે છે હસી મેજ્ડી ગીરનારની વાતો
આબ્રૂગો કાજે ગદા જ્યા પડી રિસાની,
એ ધર રિપે ગુણ રની ભગરની વાતો!
એક નાક રિઝાવે છે તો એક પાય રિઝાવે,
છે ભેદભરી કેટલી ગુલ-ખારની વાતો?
'શિતાબ' હવે કયાથી આ મહેફિલને હસાવે,
જ્યા એને હસાવે નહિ "રફતાર"ની વાતો

–શિતાબ ] [ ભાવનગર

-[ ૨૨ ]-

એકાંત, આપ, ચાંદની ને પ્યારની વાતો,
સસાર ભુલાવે છે એ સસારની વાતો
ઘુઘટ ફગાવી દઇ ને આવો પાસમા,
તડપાવી દે છે દૂરથી અણસારની વાતો
મુજ પાસમા આવીને ખસી દૂર ગયા કયા?
બાકી ય કહેવી કઇ હજી ઇસરારની વાતો
મસ્તીથી, અદાથી, હસીને ના ના કહેવુ,
છે ભેદ ભરી કેટલી ઇન્કારની વાતો?
છે શાના ઉપર નાઝ ને અદાઝ આટલો?
હુ છુ અને મુજ પાસ તો સિગારની વાતો
હારી ગયા, દિલ ખોઈ દીધુ, એમા થયુ શુ?
વાતો છે બધી જીત અને હારની વાતો
આવી રસિકતા તુમા કયાથી? અરે, "પ્યાવર!"
આ ધેન! મિટાવીને કર ન્યાની વાતો

–'પ્યાવર' ] [ વડોદરા

-[ ૨૩ ]-

સમજ્યો નહિ આપીને હૃદય, પ્યારની વાતો,
શુ પ્રીત છે ને પ્રીત તણા સારની વાતો?
ર, આગ જને એક સ! મારા જિગરમા,
જાણુ ન છતા હુ કદી ઉપચારની વાતો
ની વાર કરે સાકી! ન તલસાવ વધારે,
ના પ્યાલા ધરે કેમ તુ મયખારની વાતો?
જાણે ન ભ્રમર દિલ તન મમજ્તરો કયાથી?
છે ભેદ ભરી કટની ગુલ-ખારની વાતો?
કો' અન્તને કો' કાન જરો વિશ્વ-પોથી,
બાકી રહી જનાર છે બે-ચારની વાતો



એ હાથ હતા ખાલી તે જાણુ લઇ ખાલી,
સંસાર મહીં રે શી બસ સંસારની વાતો
શા ચેનથી "ચમકાર" વિતાવે હવે જીવન ?
ભૂલી નથી ભૂલાતી એ "રફતાર"ની વાતો
-'ચમકાર' ] [ ભાવનગર

-[ ૨૮ ]-

ભૂલી જે ગયો આજ છે કિરતારની વાતો,
શાને હુ કથુ કો'દી એ સંસારની વાતો ?
ગનકાતી વસંતે બધે આનંદ છવાયો,
આ પાનખરે આદરી ગુલઝારની વાતો
ઓ ચંદ્ર ! તને દેખી તિમિર ભાગે સુદૂરે,
શા કાજ તુ સુણવા ધસે અંધકારની વાતો ?
ઘુઘવતા સમંદરે મહીં ઝુકાવે, ખલાસી,
મૂઝાઈ કરે કેમ તુ મઝધારની વાતો ?
દિલ પાથરે છે એક, અવર નિત્ય ડસે છે,
છે ભેદ ભરી કેટલી ગુલ ખારની વાતો ?
દિલ મારૂ સદા ભડકે બળે છે, હે પ્રવાસી !
એ પાસ તુ શાને કરે અંગારની વાતો ?
નિર્લીન થયો દ્વાર કને, કનાત બનીને,
પીધુ ન કંઇ, ના સુણી પાનારની વાતો
-'બેફામ' હ્રદયને જે વિનોદે ભરી દેતી,
ગમગીન કરે આજ એ "રફતાર"ની વાતો
-'બેફામ' ] [ ભાવનગર

-[ ૨૫ ]-

છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો ?
દિલદારની વાતોને પ્રણય સારની વાતો !
આશાને અભિલાષ મહીં રાત વિતાવી,
પ્રિયા ! ન કરી આજ અભિસારની વાતો
કો અલ્પ જીવે પણ મરે સિદ્ધાંતને કાજે,
દે પાઠ પતંગ દીપને તુંયારની વાતો
તૂફાન, પ્રલય, આંધીને ભૂકંપ રચીને,
પ્રભુ ક વિચારે જગ-સંહારની વાતો
યુદ્ધો વડે વિનાશ જગતનો થયો ભારે,
થાશે હવે માનવ જીવનોદ્ધારની વાતો ?
વિષ સંગ્રહે, જીવનને મનુજ વેડફી નાખે,
સૂઝે ન કદી આહ નિરાધારની વાતો
તુ ગૌર્ય, અડગતા હવે મુસ્લિમ ! દે બતાવી,
તાજી કરી એ તુર્ક ને તાતારની વાતો
'નિશાત' વતીન બધુનો કાં શોક વિસારે ?
પ્રેમાળ ને પ્રેરક હતી 'રફતાર'ની વાતો
-'નિશાત' ] [ ભાવનગર

-[ ૨૬ ]-

સમજુ છુ ફકત પળમાં હવે પ્યારની વાતો,
નિરસ હતી કેવી બધી સંસારની વાતો
મજનૂને જઇ પૂછો હતી કેવી મઝાની ?
મસ્તી ભરી જ ઘરના ઝણકારની વાતો !
દિલ મારૂ ફરી જ્યારથી ચોગઇ ગયુ છે,
બેદિલ બની ભળી ગયો દિલદારની વાતો
દિલબર તણી વાતોની જગે હોય ન વાતો,
શુકનાર કરી જાય છે તલવારની વાતો
આંખોથી વહ્યાંને ફરી ગંગ-જમન હુ,
સંકેતમાં ખોતુ છુ બધી યારની વાતો
છે એક હકીકતમાં દીસે સૌની હકીકત,
નિદ્રામાં ન સમજીશ તુ બેદારની વાતો
પયગામ પવન તેને કહી દેજે ફરીથી,
કો'દી જો ગલીમાં તૂ કરી યારની વાતો
આતૂર છે સુણવાને હજી પ્યારથી પ્રેમી,
સુણ શિશ નમાવી હજી તલવારની વાતો
મન્સૂર નથી તો પછી ચુપ કર હવે "રશીદ"
હુશિયાર ! ખબરદાર ! ન, વદ દારની વાતો
-'રશીદ' ] [ પોરબંદર

-[ ૨૭ ]-

પહેલા તો કરે ગુસ્સો પછી પ્યારની વાતો,
સમજાવી ગઈ મુજને તો દિલદારની વાતો



એક શરત રહે, એકતો પકડે પછી દામન,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો ?
ઇતિહાસ તો વાચ્યા ઘણા લડવૈયા તણાએ,
ને રોજ ભરી સાભળી તલવારની વાતો
મે જોયુ 'તુ ખજરલઇ ગુસ્સામા ગયા ક્યા !
કોઇ તો કહો કાતીને ખુ ખારની વાતો ?
જાવો અને ત્યા એવુ નવુ શૌર્ય બતાવો,
ના કહેશો મને આની કોઈ, હારની વાતો
સસારના ઝગડા પરે પૂળો મુકો, મઝાક,
મુશ્કિલ અગર હોએ કરો સહકારની વાતો
–'મઝાક' ] [ ડભોઇ

–[ ૨૮ ]–

ગ'દી ન તમે પૂછજો અગયારની વાતો,
અગયારને કહેતા નથી દિલદારની વાતો
સમજુ છુ બધુએ નહિ સમજાઉ કોઇને,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો
હુ મારી કહાણી જો કહુ છુ તો હસે છે,
જાણે એ સુણે છે કોઇ મયખારની વાતો ?
પત્થરનુ હૃદય હોય તે મગળશે બધીએ,
એવી છે અતી ક્રૂર ગીતમગારની વાતો
'આઝાદ' જીવન ખાક કરી દે છે દિલાસા,
ધિક્કારની વાતો છે બની પ્યારની વાતો
–'આઝાદ' ] [ ભાદરણ

–[ ૨૯ ]–

બધા તો છે, જગે આપના બિમારની વાતો,
રહેવા દો મસ્ત હા, હવે ઉપચારની વાતો
વાણી પણ મધુર કેટલી મીઠાશ ભરી છે,
છે પ્યાર ભરી કેટલી મુજ પ્યારની વાતો !
આગ્રા તો ઘણો દૂરથી આવીને લખ્યા,
મુખ ફેરવી બેઠા શુ કહુ યારની વાતો ?
તો દૂર જતુ તો, જુદી છે મ્હારી એ શિકાયત,
છોડોને મિલનગામા તકરારની વાતો
કેવુ તુ 'હુણીબ' કોઇ ગઝલ મ્હારી સુણીને
આ કોણ બીઝમા છે કરે જ્હાની વાતો ?
–'મસ્ત હુણીબ' ] [ સુરત

–[ ૩૦ ]–

મશહૂર છે તે નર્ગિસે બીમારની વાતો,
જોઈશુ હવે એના ચમત્કારની વાતો
શુ ખાક તે ભુલનગાના મિલનસારની વાતો,
છે આજ કરે યાદ દિલ-ઝારની વાતો
તો કથની મ્હારા ગમની સુણી કોઇ કહે છે,
આ પ્યારની મેહફિલ છે કરો પ્યારની વાતો
શુ જાણે કોઇ વાત એ ગુલ-ખારની ભાઇ,
છે ભેદ ભરી કેટલી ગુલ-ખારની વાતો ?
હા શાને ચઢાવો છો હવે ફૂલ કબ્ર પર ?
ધિક્કારના કરનાર ! શી આ પ્યારની વાતો ?
ઉઠયા છે ભરી મેહફિલે અશઆર તે કહેવા,
સો, સાભળી લો, 'તાજ' ગઝલકારની વાતો !
–'તાજ' ] [ ગઢેચ

–[ ૩૧ ]–

ઉપકારના બદલા મહી અપકારની વાતો,
ઉલટી છે આ સસારમા વહેવારની વાતો
દુ ખ દઇને પછીના કરો ઉપચારની વાતો,
રે'વાદો આપ સર્વ પરોપકારની વાતો
સમજી ગયો છુ આખના અણુસારની વાતો,
શુ ખૂબ ! એ ઇન્કારમા ઇકરારની વાતો
મારા જીવનની આશા બધી ધૂળ થઈ ગઇ,
કોને કરૂ જઇને હવે હુ પ્યારની વાતો ?
લાખો વિનતિઓ છતા આવી ગયુ મરણ
મોતે ન સાભળી કદિ બિમારની વાતો
શુ ગાડપણમા આપ બકે જાવ છો જનાબ ?
હા બધ કરો, બસ થઇ, હદપારની વાતો
આવી ન 'શાહુ' ને કદી પર હાથથી મઝ,
સાકી જો પાય તો હુ કરૂ પ્યારની વાતો
–'શાહુ' ] [ ચીખલી

–[ ૩૨ ]–

શુ જાણે તુ એ દિલ અને દિલદારની વાતો ?
પ્યારી છે મને પ્રાણથી એ પ્યારની વાતો.



છો, મારી વ્યથા પર હસો, હસનાર જગતમાં,
દિલ મારૂં રડે છે સુણી હમારની વાતો
એ ભેદ ભરી આપની વાતોને હું સમજું,
ઇન્કાર મહીં ગુપ્ત છે ઇકરારની વાતો
ગુનગુનના વસંત ગીતમાં હું એજ સુણું છું,
છે ભેદ ભરી કેટલી ગુન-પ્યારની વાતો?
તે પાર જવું છે તો તું એ ખાક ધરી જા,
આ પાર ફરે કેમ? તું તે પારની વાતો
જીવનમાં અનેક જાતનું સૂચન એ કરે છે,
'શૌકીન' હું સુણું તેથી કહું હાની વાતો
—'શૌકીન'] [જેતપુર

## –[ ૩૩ ]–

આઘાતની વાતો છે તિરસ્કારની વાતો,
દિલદારની વાતો અરે! દિલદારની વાતો
ઇર્ષાની, અદાવતની અને ખારની વાતો,
સંસારની વાતો છે દુરાચારની વાતો
ગુન-મુખથી સરે હાય! હવે ખારની વાતો
દિલદારની વાતો થઇ આઝારની વાતો!
સહચર અને શત્રુ મહીં સહકારની વાતો,
છે ભેદ ભરી કેટલી ગુન-પ્યારની વાતો
ચાલી ગયા એક રોગ લગાડીને હૃદયમાં,
કરતા નથી તે કંઇ હવે ઉપચારની વાતો
જાણીને કોઇ વાર ખબર પણ નથી લેતા,
સાંભળતા નથી આહ! તે બીમારની વાતો
મળતી નહિ પીડીતને કંઇ દાદ જગતમાં,
કરતું નથી કો' રંકના ઉદ્ધારની વાતો
જો તમે ન ગણકારે મુજ આધાર બનીને,
સાંભળશે ફરી કોણ નિરાધારની વાતો?
'ઉત્કૃત'ની ગઝલ પ્રેમના ગમોથી ભરી છે,
વાણી મહીં એની છે છુપી પ્યારની વાતો
—'ઉત્કૃત'] [બરબોધન

## –[ ૩૪ ]–

સરદારો રહે નિત જતા સમજે નહિ પ્રાણી,
છે ભેદ ભરી કેટલી ગુન-પ્યારની વાતો?
જિવન તણો સાગર તો છે અગાધને ઊંડો,
અમર રહે જગમાં સદા તરનારની વાતો
મુજને તો હસી આવે છે તુજ હાલ નિહાળી
આદી તું કફસના, કરે ગુલઝારની વાતો?
છે પ્રેરણા અનોખી, અનેરી મુજ કવનમાં,
ગન્જૂરને ડરાવે નહિ દારની વાતો!
—મુંશી ઇરમાઇલ] [રાંદેર

## –[ ૩૫ ]–

ગુનગુનને ગુન કહે છે, નિત ઉદ્ધારની વાતો,
ગુન ભોગીઓ સાંભળજો એ છે સારની વાતો,
સંભળાવું છું હે ગુનગુનો ગુલઝારની વાતો,
'છે ભેદ ભરી કેટલી ગુન-પ્યારની વાતો'

✕

ગુલઝારમાં સતાવને સૈયાદ તાકતો,
આવી ફસાય ગુનગુનો કરતો એ રાખતો
ફન્દા લગાવી પારધી ગુનગુનને ઝાપતો
શું સમજે એ તુજ નયનોના પલકારની વાતો

✕

ગુલઝારના પ્રેમીને દઉં યાદ ચેતજો,
નહીં સાંભળે કોઈ પછી ફરીયાદ ચેતજો,
ઓ ગુનગુને ચમનમાં છે સૈયાદ ચેતજો,
લલનાનીને વશ કરવા કરે પ્યારની વાતો

✕

રંગ, રૂપ જોઇ ગુનગુનો ગુન રોજ ત્યાં ભમે,
નિત મૌજમાં ગુન સાથે ચી ખેલવું ગમે
ગુનગુન ન ગુને ગુનને, ગુન નિજ નયનમાં રમે,
જ્યાં ત્યાં કરે છે ગુન તણા ઉપકારની વાતો

✕



શ્રોતાઓ શાયરોની ગઝલ જાય સાંભળી,
સંગીતના શોખીનો ગઝલ-ગાય સાંભળી,
સાહિત્યના રસીકો, ખુશી થાય સાંભળી,
**'સત્તારશાહ નિઝામી'** ગઝલકારની વાતો
**–ભકત 'સત્તાર'** ] [ રાજપીપળા

–[ ૩૬ ]–

નિજ સ્વાર્થની ખાતર છે ફકત પ્યારની વાતો,
ખાલી છે અરે! જૂઠ આ સમાજની વાતો
જવા દો એ 'ના, હા' અને તકરારની વાતો,
સંભળાવો પ્રણય દિલો કંઈ પ્યારની વાતો
અપકારથી એ એમનો ઉપકાર ખુરો છે,
ઉપકાર કરી જે કરે ઉપકારની વાતો
ગર ખુદ છે દુરાચારી અમલહીન પ્રમાદી,
તો વાતો છે વાતો ફકત હુશિયારની વાતો
હું કોને બતાવું ને જઇ કોને સુણાવું,
મુજ પ્રેમના દાગો ને એ દેનારની વાતો
હું કોઇના દર્શનની તમન્નામાં મરૂં છું,
જાના દો ગરીકી બધી ઉપચારની વાતો
ભેદી છે, અનેક ઢંગે ન ભેદાય શકી જે
છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો
દુ:ખ દર્દ વ્યથા જુલ્મનો જાલીમ તે પડીશી,
શું જાણે એ 'મઝલૂમ'ને લાચારની વાતો?
–'મઝલૂમ' ] [ જેતપુર

–[ ૩૭ ]–

ચર્ચે છે ઉભય સૌન્દર્યોદ્ધારની વાતો,
છે ભેદ ભરી કેટલી ગુન-ખારની વાતો
મુખ ભાવથી વાતો છે કદિ મૌનથી વાતો,
ને થાય કદિ નયનો થકી પ્યારની વાતો
કંઇ કાળના પંથ થકી દંકાઇ છે કિંતુ
ભાસે છે હજુ આજને અત્યારની વાતો
આશાનો બાગ જ્યાં ફૂલ્યો ફૂલ્યો નથી હજુ,
નભ વીજમાં ચાલી રહી સહારની વાતો
જીવતા કદર કરી ન કદિ કાર્ય કેરી પણ,
ચર્ચે છે માનવી પછી મરનારની વાતો
આલમને મૂલ્ય જીતના છે હારના નહિ,
સાંભળે સહેજ તું યદિ હારની વાતો
કથવી કથા કહો જઇ કોને વ્યથા તણી,
"સાગર" ન કોઇ સાંભળે રડનારની વાતો
–'સાગર' ] [ જેતપુર

## કલમ કોર્ટે ચઢી!

ઘાસડીની ગાંઠ છૂટી જતા ઇજ્જતના વેરાએલા ચીભડાને પુન એકઠા કરવા મિયાં 'આસિમે' પણ ખરી કાયનાળાની જેમ 'કારવાં'ના તંત્રી વગેરે પર નાગપુર ખાતે કેસ કર્યો હોઇ, કીર્તિના તરેલા કોટલાને પુન સમારવા કટિબદ્ધ થયા છે કલમ-વીરો, કોર્ટમાં બૂટના તળીયા ઘસે, એ પણ ગુર્જર સાહિત્યના સદ્ભાગ્યની નિશાની છેને?

## 'કારવાં' એજન્ટસ:–

(૧) મેસર્સ લિમ્બાડા એન્ડ કું
પો. બોક્ષ ૭૯૩૯,
જોહાનમબર્ગ.

(૨) મેસર્સ તન્ના ન્યુસપેપર એજન્સી
નાનકવાડા,
કરાંચી

(૩) ઓસમાનીયા ટ્રેડીંગ કું
ન્યુસ પેપર એજન્ટસ,
રાણાવાવ.



# પોઠ



એક આધળો ભિખારી એક મારવાડીની દુકાને પગેએો અને ભીખ માગી મારવાડીએ પૈસો ન આપવો પડે તેટના પૂરતુ પૂછ્યુ કે તુ કહે છે કે તુ આધળો છે પણ હુ તે માની શક્તો નથી આધળાએ દીન અહિત ખુલાસો કર્યો કે સાહેબ પાઈ-પૈસા સારુ મારે જૂઠુ બોલવાની શી જરૂર? જુઓ, પૈનો ગધેડો ઉભો છે તેને આપ જોઈ શકો છોને?

મારવાડીએ કહ્યુ હા'

આધળાએ કહ્યુ હુ તેને જોઈ શકતો નથી કહો હવે હુ આધળો છુ કે નહિ?"

○ • •

'આમિમને ન્યાય આપવા સારુ જનાબ શાયદાએ કરેલો 'જરૂરી ખુલાસો પણ કઈક આવોજ છે પહેલા તો ભાઈ શાયદા અનુવાદ એ ચોરી કહેવાય કે નહિ નો પ્રશ્ન પૂછીને જાતે અજાણી 'આસિમના એ કહેવાતા કાવ્યોને અનુવાદ તરીકે કબૂલ કરી જાય છે પછી આગળ વધીને 'સૂચિત શબ્દ છપાયો નથી" એ પણ સ્વીકારી લે છે અને બસ અમરૂ પણ એમજ કહેવુ છે અમે શુ અત્યાર લગી બીજી ભાષામાં કાંઈ બીજુ કહી ગયા હતા?

હવે રહી 'આમિમના ચોર અને અપરાધી (અનમત્ત સાહિત્ય ચોરની) હોવાની વાત તો એ સબધી અમે જનાબ શાયદા' સાહેબને સવિનય પૂછીએ છીએ કે જો તેઓ ઉર્દૂમાથી સાગોપાગ અનુવાદ કરી લીધેલા અને જેના નીચે સૂચિત કે ઉપર અનુવાદક લખવાને બદલે રચનાર લખેલા, કાવ્યને ચોરી અને એવુ કરનારને ચોર નથી લેખતા તો પછી તેઓ કોને સાહિત્ય ચોર લેખે છે, અને શાનુ નામ સાહિત્ય ચોરી ઠેરવે છે? તેની ચોખવટ કરશે? પનાયો માન આખ બચાવી ચુપકીથી હડપ કરનારને દુન્યા આખી ચોર કહે છે બાકી 'શાયદા' તેને ચોર ન કહેતા હોય તો શુ કહે છે તે મતલબ જણાવે શુ તેઓ પેલા આધળાની પેઠે 'જુઓ પેલો ' કહીને પછી 'હુ જોઈ શકતો નથી' એમ કહેવા માગે છે?

જો એમજ હોય તો એમનો ખુલાસો સ્વાત્માનો ખુલાસો નથી મિત્રભાવની નાજુક લાગણીને ખાતર તેનો સમન્વય કરવામા તેઓ પીછેહઠ કરી રહ્યા છે અને તેમ કરીને તેઓ એક (સાહિત્યના) પાપીની બૂરી રમી ત્યાગ કરી રહ્યા છે એ જોઈને અમને શરમ ઉપજે છે

• • •

ખરી વાત તો એ છે કે 'માતાને પ્રણામ'ની ચોરીના સાંધનો રજુ કરનાર "બે ઘડીમોજ"જ છે જે વસ્તુ 'આસિમ'ના નામે છાપી તેજ વસ્તુ 'આરઝુ'ના નામે છાપનાર તંત્રીને અમે પૂછવાની રજા લઇએ છીએ કે તે વસ્તુનો મૂળ માલીક કોણ છે? જો જવાબમા તે કાવ્ય 'આરઝુ'નુ કહેશો તો પછી 'આસિમ'ને ગઝલ ચોર કહ્યા વિના બીજુ શુ કહેશો? હા! ભાઇ 'શયદા' તે કાવ્ય 'આસિમ' રચિત માની 'આરઝુ'ને ચોર ગણતા હોય તો તે બીજી વાત છે! પણ તે વાત તેમણે ખુલાસામા લખી નથી એટલે બાઈ 'આસિમ' કેમ છેને?

° ° °

તા ૧લી એપ્રેલ થી ઘડીઆળના ટાઇમમા જે ફેરફાર થયો છે તેના જુના અને નવા ટાઇમના નામો તો ભારે વિમાસણ હતી પરંતુ મુંબઇના "ગુજરાતી" સાપ્તાહિકે દેઇ બનીને એમના ખાસ નામો પાડી આપ્યા છે એટલે એ મુંઝવણ ઓછી થઈ છે તા ૬-૯-૪૨ના અંકમા જુના સ્ટા ટાઇમને **કર્ઝનીઓ ટાઇમ** લેખી નવા સ્ટે ટાને **આખલા ટાઇમ**નુ નામ આપતા તે લખે છે કે "આ નવો સમય આખલા પ્રિય ના॰ નાહમશેયના રાજ્યકાળમા દાખલ થયો છે, તેથી કેટલાક તેને મસ્તકમા આખલા ટાઇમ પણ કહે છે"

આખલા ટાઇમ? કેટલુ સુંદર નામ છે કોણ કહે છે "ગુજરાતી'મા બળ નથી, શબ્દો નથી અમે આ નામ શોધવા બદલ ગુજરાતીના તંત્રીને ધન્યવાદ આપીએ છીએ

° ° °

ગુજરાતીનો "મૈનિક" લખે છે કે "લોકોને અનાજના ફાંફા છે ત્યા સાહિત્યના પુસ્તકો ખરીદવાની વાતજ શી કરવી? એને બદલે સાહિત્ય સંસ્થાઓએ માનવતાની સેવા કરનારી સંસ્થાઓમા પલટાઈ જવુ જોઇએ"

એ વળી માનવતાની સેવા કરવાની સંસ્થાઓ કઈ હશે? શુ સાહિત્યદ્વારા માનવતાની સેવા નથી થતી એમ? શુ સાહિત્યને માત્ર દિલ બહેલાવવાનુ સાધનજ હજી લગી લેખી રહ્યા છો? ને 'મૈનિક'ની એવીજ માન્યતા હોય તો તેમણે કલમ છોડીને કોદાળી પકડી જોઇએ અને ગુજરાતી પત્રની ઑફીસ હિંદી મોલ્જરોને રહેવા માટે ધર્માદા આપવી જોઇએ પણ આ તો "વાતોના વડા" છે મૈનિક અને "વડા" બનાવે? લા હૌલ વલા

**નવું આકર્ષણ**

જેની રીતીના કટાક્ષો તમને કયાય જોવા નહિ મળે તેવી માર્મીક અને રમુજી રીતીની મી. શેખચલ્લીની ગઝલો 'કારવાં'મા આ અંકથી ચાલુ થાય છે ઘણા વાચકો અને ગ્રાહકોની ભલામણથી અમે તે શરૂ કરીએ છીએ

—તંત્રી

° ° °

"કવિઓ કેમ લખે છે?" એ પ્રશ્નનો ઉત્તર કવિતા માસિકમા (ઑગસ્ટ અંકમા) મુરબ્બી મક્ષર શ્રી બ. ક. ઠાકોરે આપ્યો છે તેમાથી નીચે મુજબનો મુખ્ય ફકરો રજુ કરુ છુ.

"કવિ પોતે આદરેલા એ કાર્યમા પ્રવર્તે છે એ મર્જન પ્રવૃત્તિ ચાલે છે દરમિયાન કવિનુ



શકાય, વગેરે અંધ માન્યતાઓના પ્રવાહમા તણાતા મુસ્લિમોને ઉગારવા અસ્લમ સાહેબે પોતાની કલમ ઉપાડી હતી કહેવાતો સભ્ય સમાજ એમની કલમનો શિકાર થયો છે રાજદ્વારી બાબતોમા પણ અસ્લમ સાહેબનો અભ્યાસ કાંઇ જેવો તેવો નથી એમની બંડ ખોર કલમે લખાયના પુસ્તકો 'મિરઝાજી' અને "મઝામીને અસ્લમ" એ એક વખત ઉત્તર હિંદમા હાહાકાર મચાવ્યો હતો

° ° °

પોતાની નવલિકાઓમા અસ્લમ સાહેબ ઘણીવાર આપણને દૂર, દૂર ગામડાઓ સુધી ખેંચી જાય છે સાધારણમા સાધારણ બનાવને પણ ઘણીજ રસિક શૈલીમા વર્ણવવાની કળા એમણે હસ્તગત કરી છે લાગણીઓથી ભરપુર વાર્તાઓને તેઓ તદન સાદી પરંતુ રસમય શૈલીમા રજુ કરી શકે છે, એ એમની વાર્તાઓની વિશિષ્ટતા છે વાચનાર વાર્તાઓના પ્રવાહમા એવો તણાઇ જાય છે કે પોતે વર્ણન કરેલ ભૂમિમાજ વિચરી રહ્યો છે એમ લાગ્યા વિના રહેતું નથી

અસ્લમ સાહેબ ફકત નવલિકાકારજ નથી નવલકથાકાર તરીકેની ખ્યાતિ પણ એમને વરી ચુકી છે એમની નવલકથા 'નફરમાની આસમાની' એ પરદો ઉંચકી મનુષ્યના વેશમા ફરતા સફેદ શયતાનોને ઉઘાડા પાડી દીધા છે "રકામદ" વાચતી વખતે આપણને શ્રી ર વ દેસાઇની 'પૂર્ણિમા' યાદ આવી જાય છે આ પુસ્તકમા સમાજનો શિકાર થઇ પડેલ યુવતિઓ ઉપર ઠીક પ્રકાશ પાડવામા આવ્યો છે

રમુજી લેખો લખવામા પણ એમની કલમ પોતાનું પાણી બતાવી આપે છે, એમ એમની કૃતિઓ "મિરઝાજી" તથા "મઝામીને અસ્લમ" પોતેજ કહી આપે છે

° ° °

"સાકિયે હસ્તી" એ એમની અદ્ભુત કૃતિ છે જીવન શું છે? શા માટે છે? ધર્મ શું છે? એક તરફ પ્રેમ દેવના પોતાનું કામ કર્યે જાય છે બીજી બાજુ ધર્મની દીવાલ આડે આવે છે એક બાજુ આશા અભિલાષાઓનું ખૂન થાય છે બીજી તરફ પવિત્ર પ્રેમની વેદી પર જીવનું બલીદાન અપાઇ જાય છે આ બધી બાબતો રજુ કરતું અસ્લમ સાહેબનું આ પુસ્તક અદ્ભુત છે

'તફસીરે હયાત" એ પણ એમની અનોખી કૃતિ છે આ એમની ચાળીસ નવલિકાઓનો સંગ્રહ છે આપણા જીવનમા બનતા નિત્યના બનાવોને અસ્લમ સાહેબે ઘણીજ સુંદર રીતે રજુ કર્યા છે 'રાધાણી કહી" એ આ પુસ્તકનું નાક છે, એમ કહીએ તો ચાલશે આ નવલિકામા તેઓ ગામડાની એક યુવતિ અને એક અંધ પુજારીના પ્રેમ પ્રસંગો મઝ ગાક શૈલિમા વર્ણવી ગયા છે

એમની નવલિકાઓનો બીજો સંગ્રહ 'કારઝારે હયાત' છે આ મુલાયમ નવલિકાઓ પણ વાચનારાના હૃદય પર ખૂબ ઉંડી અસર કરી જાય છે

એમના પુસ્તકો 'મિરઝાજી'ના બંને ભાગોએ તો ઉર્દૂ આલમમા ખરેખર ધૂમ મચાવી દીધી છે એમાં' સાહેબના કલ્પના-કાકા છે 'મીરઝાજી,'એ એમ અસ્લમ સાહેબનું ખાસ પાત્ર છે મિરઝા શફી, મીરઝા બન્દુકચી મીરઝા લોકો પાસે, કુર્નીમ



બકરા, પુરે તીસ, પેહલા શિકાર, યારે અય્યામ, મ્યુનીસીપલ ઇલેક્શન વગેરે પેટ પકડીને હસા વનાગ સ્કેચો છે દરેક નવલિકામા મિરઝાજી કોઇને કોઇ વિચિત્ર ધૂનમા રચ્યા કરે છે કોઇને નિંગરની ધૂન લાગે છે કોઈ મિરઝાજી બાપદાદાના વખાણ કરવાનો રોગી હોય છે કોઇ વહેમ તણા રોગનો શિકાર હોય છે કોઇ આજ દિનપર્યંત ચાલતા આવેના પુરાના રિવાજો પાછળ મરે છે મતલબ કે દરેક મિરઝા એકને એક ધૂનમા મસ્ત હોય છે "મિરઝાજી" પુસ્તકનુ અવલોકન કરતા દિલ્હીના પત્ર 'સાકી'એ લખ્યુ હતુ

"જે માણસને 'મિરઝાજી' વાચતા છતા હસવુ આવતુ નથી, તે પોતે પણ મિરઝાજીથી કાઇ ઉતરે એવો તો નથીજ"

એક દિવસે રાવી નદીના તીરે ચક્કર લગાવતા એમ અસ્લમ સાહેબના હાથમા એક કાગળ આવ્યો આ કાગળના અક્ષરે અક્ષરમા મુહબ્બતની દાસ્તાનો છુપાઇ હતી એ વાચતા અસ્લમ સાહેબના હૃદય પર ઉડી છાપ પડી એ છાપનુ પરિણામ તે એમનુ પુસ્તક "આરોઝે ઝમાના"

એ સિવાય અસ્લમ સાહેબની કૃતિઓ "નરગિસ", 'બડી બી', "નગમએ હયાત", "નમસ્તે અસલામુ" વગેરે પોતપોતાને સ્થાને અમર છે

° ° °

એમ અસ્લમ સાહેબને શિકારનો પણ શોખ છે ઘણીવાર તેઓ રાવી નદીના કિનારે, લીલાછમ ખેતરોમા કે જગલોમા ખાધે બદુક ભેરાવી પોતાના મિત્રો સમે ચક્કર લગાવ્યા કરે ? આ શિકાર એવી વસ્તુ છે, જેણે અસ્લમ સાહેબને ગ્રામ્ય જીવનના ઉડાણમા ઉતારી દીધા છે ઉત્તર હિન્દના ગામડાઓમા સારા-નરસા પ્રસગોએ પળાતામા આવતા રીત રિવાજોનુ વર્ણન અસ્લમ સાહેબ અદ્ભૂત રીતે કરી શકે છે એમની નવલિકા 'નચ્ચે બેસમર કળી વિહોણુ ઝાડ' ઉપરની વાતના ઉદાહરણ રૂપે છે

શોખ પણ કઇ અજબ વસ્તુ છે! બાકી 'સાથે જીવે સાથે મરે,' એવા હસના જોડલાને અસ્લમ સાહેબ વિખુટુ પાડતુ શી રીતે જોઇ શકતા હશે?

"અસ્લમ સાહેબ શિકારના શોખીન છે," એ વાતજ તમને વિચિત્ર નથી લાગતી?

—o—

આ મહાન વાર્તાકારના હૃદયમા લખવાનો શોખ ક્યારે જન્મે છે એ જાણવુ છે?

એ પણ જરા વિચિત્ર છે

કોઈ નવયૌવનના કાળા વાળ સમી અધારી રાત્રી હોય, ગગનમા તારલીયા આખ મિચોલી રમી રહ્યા હોય, અને દૂર, દૂરથી રેકર્ડનો અવાજ કોઇ સુરીલો સૂર આવતો હોય

> પ્રીતમ કોઇ ગીત સુના,
> સાવનકી ભરી બરસાતો મે
> ભા નાજે ઈશ્ક ઉમગો પર,
> ગોહ રસ ટી પ્રેમકી બાતો મે
> ... ઉઠે મીઠા મીઠા સા,
> દિલ કસકે કાલી રાતો મે
> પ્રીતમ કોઈ

ત્યારે અસ્લમ સાહેબની કલમ કાઇ નવીજ સૃષ્ટિ રચી રહી હેય ગાન આગળ વધે,

> બરખા હો, પ્રેમકી બાતે હો,
> ઈસ રીત કે દિન ફિર આ જાયે
> ફિર દુખિયારોકી હાર ન હો,
> ઓર જીત કે દિન ફિર આ જાયે
> પ્રીતમ કોઈ



અને પ્રેરણા દેવી અસનમ સાહેબની વ્હારે ધાય આમ અસનમ સાહેબની ઘણી ખરી નઝમો રેકર્ડઝ સાંભળ્યા પછીજ લખાયની છે ખાસ કરીને મશહૂર રેડિયો સ્ટાર અખ્તરીબાઇ ફૈઝાબાદીએ અસનમ સાહેબની આનીજ રીતે લખવામાં ખુબ મદદ કરી છે

—•—

અસનમ સાહેબની સાહિત્ય સેવાઓ માટે મુંબઇના કેળવણી ખાતાએ એમને ઇનામ આપ્યુ હતુ, આજે પણ એમની સેવાઓ ચાલુજ છે એમની નઝલિકાઓના ભાષાન્તરો અંગ્રેજી, ફ્રેન્ચ અને બીજી પરદેશી ભાષાઓમાં થયા છે, એજ આપણને બતાવી આપે છે કે હિંદના ગણ્યાગાંઠ્યા સારા નઝલિકાકારોમા એમનુ સ્થાન ક્યાં હોવુ જોઇએ?

ટુંકમાં, એમ અસનમ એક ચમકતો તારો છે જે ઉર્દૂ ગગનમંડળમા ચમકી રહ્યો છે

આ તારો વધુ ને વધુ ચમકે એમ અમે ઇચ્છીશુ

# સ્વીકાર–સમાલોચના

**મુહમ્મદી દર્પણ**–પ્રકાશક 'બઝમે ઇક બાલ, કઠોર કિંમત બાર આના

આ પુસ્તક વિખ્યાત વકતા મૌલાના અહમદ–સઇદ ની ઉર્દૂ સાહિત્ય જગતમાં બેહદ મકબૂલ થએલી "તકરીરે સીરત"નુ સરળ ગુજરાતી ભાષાતર છે

ઇસ્લામી અકીદાઓ, પયગમ્બરી ચરિત્રો, ઇસ્લામના મૂળભૂત સિધ્ધાંતોને વિવિધ સ્વરૂપે, અને લાક્ષણિક શૈલિમા વર્ણન કરી આજના ધર્મ વિરોધી વાતાવરણથી થતી શંકાઓ અને સંશયોનુ પારદર્શક સચોટ અને હૃદયંગમ રીતે ખંડન કરવામા આવ્યુ છે

પ્રત્યેક મુસ્લિમ ઘર આ અતિ ઉપયોગી અને ઇસ્લામી ગૌરવનુ જ્ઞાન કરાવતા પુસ્તકથી ખાલી ન જ રહેવુ જોઇએ

સમસ્ત ગુજરાતની એક માત્ર મુસ્લિમ ગ્રંથમાળાના ગ્રાહકો બની ગુજરાત અને દેશ પરદેશના ઇસ્લામીઓએ સંસ્થાની આર્થિક સ્થિતિ સદ્ધર બનાવવી જોઇએ

જ્યારે બીજી ગ્રંથમાળાઓ પોતાના પ્રકાશનો મોકુફ રાખે છે, ત્યારે બઝમના સંચાલકો કાગળની દુકાળ અને મોંઘવારીનો સામનો કરીને પણ સેવા બજાવી રહ્યા છે તે ખરેખર પ્રશંસનીય છે સંપાદક

**કઠોર મદ્રસએ અન્જુમને ઇસ્લામનો રિપોર્ટ અને હિસાબ.**

૫૪ વર્ષથી ચાલતી બ્હોરા–કઠોરની આ નક્કર તા'લીમી સંસ્થાનો તા ૧–૮–૪૧થી તા ૩૧–૭–૪૨ સુધીનો વરસ એકનો હિસાબ કિતાબનો રિપોર્ટ અવલોકન માટે અમને મળ્યો છે કઠોરની આ સંસ્થાનો આછો પરિચય ફોટા સહિત અમે અમારા અગાઉના અંકમા કરાવી ગયા છે કઠોરની આ સંસ્થામાં આદર્શ અને અમનનુ આવકારદાયક અને પ્રશંસાપાત્ર સંગઠન જોવામા આવે છે, ટુંકમા મુસ્લિમ–ગુજરાતની આ આદર્શ અને સુંદર તા'લીમી સંસ્થા ઇમદાદની પુરેપુરી મુસ્તહક છે કૌમના ઉદાર દિલ શ્રીમંતોએ કૌમની આ સંગીન શિક્ષણ–સંસ્થાને સંપૂર્ણ મદદ કરવી ઘટે છે —સંપાદક



# દીદારે રસૂલ (સ.અ.વ.સ.)

સ પા દ ક | રિફાઈ-"સાબેરી"



**અલ્લાહુમ્મા સલ્લે અલા સૈયદેના વ નબીયેના મોહમદીન કુલ્લીમા ઝકરહુ ઝઝાકેરૂના વ કુલ્લીમા ગફલા અ ઝીકરેહિત ગાફેલૂન**

દરૂદ શરીફનો વિષય શરૂ કરવા પહેલા દરૂદ શરીફ પઢનારને શુ શુ દીનો-દુન્યવી ફાયદાઓ મળે છે તે ટુકમા લખુ છુ ખુદાપાક આપ (સ અ વ સ.)ના દરેકે દરેક ઉમ્મતીને એની રગબત અતા કરે આમીન

બધા સાહેબોને મુજ નાચીઝ ખાકસારની નમતાપૂર્વક અરજ છે કે પ્રથમ તેઓ પોતાના દિલથી દુન્યવી રોકાણ વગેરેનો ખ્યાલ રાખી કમતીમા કમતી જેટલુ પઢી શકાય તેટલુજ ગણત્રીનુ પઢવુ નક્કી કરે, પછી ભલેને પાચ પંદર વખત પણ કેમ ન હોય, તેની કોઈ શીકર નહી પણ દરરોજ પઢવુ એજ ખાસ જરૂરી છે પ્રથમ ઉમગમાને ઉમગમા વધારે ગણત્રીનુ નક્કી કરી ધીમે ધીમે છોડી દેવુ તેના કરતા તો શરૂઆતથીજ થોડી ગણત્રીનું કાયમ કરી હમેશા પઢતા રહેવુ બેહતર અને અફઝલ છે એ મુજબ કરવાથી ઇ અ ખુદ બખુદ ધીમે ધીમે દિલની મહબ્બત વધતી જઈ ગણત્રીમા પણ વધારો થતો રહેશે

જે માણસ હુઝૂર (સ અ વ સ.) ઉપર દરૂદ શરીફ મોકલે (પઢે) છે તેને નીચે લખેલ ઇનાઅત (બખ્શિશ)થી મુશર્રફ કરવામા આવે છે

(૧) ખુદાપાકની રહમત (૨) નબી (સ અ વ સ)ની શફાઅત (૩) ફરિશ્તાઓનો ઇમામ (૪) મુનાફેકોની મુખાલેફત (૫) ગુનાહોની મગફેરત (૬) દીનો-દુન્યવી બધી હાજતો પૂરી થવી (૭) જહન્નમથી નજાત (છુટકારો) (૮) જન્નતમા દાખલ થવુ (૯) દરૂદ શરીફ પઢનારાઓને સલામ અને રેહમતે ઇલાહી નસીબ થવી (૧૦) દુઆનુ કબૂલ થવુ (૧૧) હુઝૂર (સ અ વ સ)નુ દરૂદ શરીફ પઢનારાઓના ઇમાન માટે ગવાહી આપવી (૧૨) નબીએ કરીમ (સ અ વ સ)ની બાતેની તેમજ જાહેરી નઝદીકી હાસિલ થવી (૧૩) કયામતને દહાડે સૌથી પહેલા હુઝૂર (સ અ વ સ) ની ખિદમતથી મુશર્રફ થવુ (૧૪) બધી મોહિમ્માત (મુશ્કેલીઓ)મા હુઝૂર (સ અ વ સ) નું કાફી થવુ (એટલે મુશ્કેલીઓ આસાન થવામા ઝામિન થવુ) (૧૫) ગરીબો અને મોહતાજો માટે સદકા અને ખેરાત તરીકે દરૂદ શરીફનુ કાયમ થવુ (એટલે દરૂદ શરીફ પઢશો તો સદકો આપ્યા અને ખેરાત કરવા બરોબર થશે) (૧૬) દરેક રજો બલાનુ દૂર થવુ (૧૭) બધી જાહેરી અને બાતેની બીમારીઓથી શિફાયાબ (સાજા) થવુ (૧૮) ખુદાપાકની મહબ્બત અને રઝા હાસિલ થવી (૧૯) નબીએ કરીમ (સ અ વ સ)

ની મહબ્બતમા વધારો થવો (૨૦) કયામતની હોલ (બીક)થી નજાત મેળવવી (૨૧) મકરાને મૌત (મરણ વખતની સખ્તીઓ)નુ આસાન થવુ (૨૨) તગદસ્તી અને ફાકકસીનુ દૂર થવુ (૨૩) પુનસરાત પર પુંકળ નૂર હોવુ (૨૪) હુઝૂર (સ અ વ સ ) રૂબરૂ દરૂદ શરીફ પઢનારાઓના નામો અર્ઝ થવા (ફરિશ્તાઓએ ઝાહેર કરવા) (૨૫) કયામતને દહાડે હુઝૂર (સ અ વ સ) સાથે મુલાકાત હાસિલ થવી (૨૬) હુઝૂર (સ અ વ સ)ના જમાલ બાકમાલથી જાગ્રત હાલતમા તેમજ સ્વપ્નમા મુશર્રફ થવુ (૨૭) મલાએકાની મહબ્બત અને દુઆ નસીબ થવી (૨૮) સલામના જવાબથી મુશર્રફ થવુ જેમકે કહેવામા આવે છે કે — "વ અલૈહિસ્સલામ વ રહમતુલ્લાહે વ બરકાતોહુ" (૨૯) નેકીના પલ્લાનુ ભારે થવુ અને ગુનાહોથી નજાત મેળવવી (૩૦) કયામતની પિયાસથી અમનમા રહેવુ (૩૧) જન્નતમા હૂરોનુ કસરતથી હોવુ (મળવુ) (૩૨) જન્નતમા બુલંદ દરજા હાસિલ થવા (૩૩) દુન્યાના રંજ અને રોઝગારની તંગીથી નજાત હાસિલ થવી (૩૪) ભૂલી ગએલી ચીજનુ યાદ આવી જવુ (૩૫) મરણ વખતે કલમએ શહાદતનુ યાદ રહેવુ (૩૬) મરણ પહેલા જન્નતની ખુશ ખબરી હાસિલ થવી (૩૭) દરૂદ શરીફ પઢનારાએથી થએલ ગુન્હાને તેઓ તૌબા કરશે, એ ઉમ્મીદમા ત્રણ દિવસ સુધી "કીરામન કાતેબીન"નુ તે ગુન્હાને ન લખવુ (લખવા થોભી જવુ) એટલે જો ત્રણ દિવસમા ગુન્હાથી તૌબા કરવામા આવે તો તે ગુન્હાને લખતા નથી (૩૮) અલ્લાહ તઆલાના ગુસ્સાથી અમાનમા આવી જવુ (૩૯) અર્શ

ઇલાહીને નીચે સાયો મેળવવો (૪૦) દરરોજ એકસો વખત દરૂદ શરીફ પઢવુ, આખી રાત અને આખો દિવસ ઇબાદત કરવા બરોબર છે (૪૧) દરૂદ શરીફની બરકતોનું પઢનારાઓની ઔલાદમા ઉતરવુ (૪૨) અલ્લાહ તઆલાની નઝદીકી હાસિલ થવી (૪૩) દિલના ઝંગ (મેલ)નુ દૂર થવુ (૪૪) ઘરમા દાખલ થતી વખતે સલામ કરી દરૂદ શરીફ પઢવુ તે ઘરની મોહતાજીને દૂર કરે છે (૪૫) હુઝૂર (સ અ વ સ) ઉપર જફા કરવાથી બચી જવાશે (૪૬) દરૂદ શરીફ પઢનારાઓની મહબ્બત રબ્બ લાહ તઆલા તમામ આસમાન અને જમીનવાળાઓના દિલમા નાખે છે અને તેઓ બધા પઢનારાઓને દિલથી ચાહે છે (૪૭) દરૂદ શરીફ પઢનારાઓના દરેક કામમા, માલમા, ઉમ્રમા, ઇમાનમા અને ખાનદાનોમા બરકત થવી (૪૮) કમતીમા કમતી વાત બગીબાર વખત દરૂદ શરીફ પઢનારને એટલો સવાબ મળશે કે ખુદાપાક સિવાય કોઇ જાણતુ નથી (કેટલા વખત પઢવાનો સવાબ ફક્ત શાઓ જાણે છે)

દરૂદ શરીફ પઢવાથી મળતો ફાયદો ટુંકમા ઉપર લખ્યા છે એ બાબત લખાણ વીગત આગળ આવશે દરૂદ શરીફ કયા કયા વખતે પઢવુ અફઝલ અને જરૂરી છે તે પણ ટુંકમા લખુ છુ એનુ પણ વીગતવાર વર્ણન આગળ આવશે —

(૧) વઝૂ કરવા પહેલા અને કરી રહ્યા પછી (૨) તયમ્મુમ કર્યા પછી (૩) જનાબતનુ ગુસલ કર્યા પછી (૪) હૈઝ અને નિફાસનુ ગુસલ કર્યા પછી (૫) નમાઝમા (૬) નમાઝ પછી (૭) અકામત વખતે (૮) સવાર



